॥ श्री विश्वकर्मणे नमः ॥

# ॥ वेधवास्तु प्रभाकर ॥

# VEDHAVASTU-PRABHAKAR



संपादक स्थपति
प्रभाशंकर ओघडभाइ
शिल्पविशारद
पालीताणा (सौराष्ट्र)

वि. सं. २०२[illegible] * सने १९६८

शिल्प स्थापत्य कला साहित्य प्रकाशन
श्री बलवंतराय प. सोमपुरा एवं भ्राताओ

— ग्रन्थ प्राप्तिस्थान —


स्थपति प्रभाशंकर ओ. सोमपुरा, शिल्पविशारद
गोरावाडी, शिल्पि निवास—पालीताणा (सौराष्ट्र)

Sthapati Prabhashanker O Sompura
Goravadi, PALITANA ( Saurashtra )

श्री बलवंतराय प्र सोमपुरा
३, पथीक सोसायटी
सरदार पटेल कोलोनी
अहमदाबाद न. १३

Shri Balvantrai P Sompura
3, Pathik Society,
Sardar Patel Colony
AHMEDABAD-13

एन एम. त्रिपाठी एन्ड कुं.
प्रिन्सेसस्ट्रीट, बंबइ-२

सरस्वती पुस्तक भंडार
रतनपोल हाथीखाना
अहमदाबाद

गुर्जर ग्रंथ रत्न कार्यालय
गांधी रोड, अहमदाबाद

श्री चौखम्बा संस्कृत सीरीज ओफिस
गोविंद मंदिर लेन पो बो न ८
वाराणसी-१

Munshiram Manoharlal
P B No 1165, Nai Sarak
DELHE-6


---




प्रथमावृत्ति 1st Edition

प्रत १००० हिन्दी गुजराती संयुक्त अनुवाद तथा मूल

Price Rs 10/-
excluding postage

मूल्य रु. १० दश
पोस्टेज पृथक्

मुद्रक डाह्याभाई गोविंदभाई धामेलिया, प्रेमभक्ति मुद्रणालय–पालीताणा–सौराष्ट्र

ग्रन्थ संपादक श्री प्रभाशंकरजी. २ स्व राष्ट्रपति श्री राजेन्द्रप्रसादजी



१ ना० महाराजा जामसाहेब. २ उत्तर प्रदेशका गवर्नर श्री मुनशी
३ मद्रास और बंबइका गवर्नर श्री प्रकाशजी.
३ ग्रन्थ संपादक श्री प्रभाशंकरजी.

नामदार महाराजा जामसाहब सर दिग्विजयसिंहजी बहादुर ग्रन्थके बारेमें अपनी शुभाशिष भेजते हुए लिखते है :—

शिल्पशास्त्रके प्राचीन संस्कृत ग्रंथ लोगोंकी भाषामें अनुवाद होकर और गहरे मर्मोंके साथ प्रसिद्ध होवे तो ज्ञानकी रखवाली होती है । असे प्रकाशनकी जरुरत तो थी । श्री प्रभाशंकरभाइ स्थपति द्वारा तैयार किये गये शिल्प ग्रंथको देखकर बडी प्रसन्नता हुइ । शिल्पविशारद श्री प्रभाशंकरभाइके कुलमें परंपरागत रितिसे शिल्पविज्ञानकी रखवाली होती रही हैं । असे कौशल्यवान स्थपतिके हाथों श्री सोमनाथजी महाप्रासादका नवनिर्माण हुआ है यह बडे गौरवकी बात है । असे शिल्पशास्त्रके निष्णातोंके ज्ञानका लाभ उठाना भारतके लिये भी गौरवकी बात है । श्री प्रभाशंकरभाइ शिल्पशास्त्रके गहरे मर्मोंकी सुझबूझ रखते है ।

अपनी सरकार विद्या और कलाके असे ज्ञाताओंकी कद्र नियमानुसार करती आयी हैं । हम चाहते हैं कि हमारी सरकार असे स्थायी कलाके निष्णातको पदूवी प्रदानसे विभूषित करें और उनकी विशेषतया कद्र करें ।

जामनगर ता. १९–११–६०



उत्तरप्रदेशके भूतपूर्व गवर्नर भारतीय विद्याभवन बम्बइके कुलपति श्री कन्हैयालाल मुन्शीजी अिस ग्रन्थके बारेमें अपने पुरोवचन लिख भेजते है किः—

भारतके पास कमसे कम वीस शताब्दी पुरानी अपनी शिल्प स्थापत्यकी एक अपनी निजी परंपरा है । अिसकी समृद्धि और सिद्धी व्यक्त हुइ हो वैसे प्रकाशन अीनेगीने हैं । अिसमें अप्रकाशित साहित्य भी बहुत ही बाकी पडा है । भारतके कुछेक प्रदेशोमें स्थपति लोगोंके पास शिल्प साहित्यके हस्तलिखित ग्रन्थ हैं । प्रस्तुत ग्रंथ असे एक संग्रहके फल-स्वरुप है । असे एक हस्तलिखित ग्रन्थका उद्धार एक कौशल्यवान प्राचीन परंपराके पालक स्थपतिके हाथों ग्रंथके स्वरुपमें हुआ है ।

श्री प्रभाशंकरभाइका जन्म एक असे सोमपुरा कुलमें हुआ है जो कुल प्राचीन शिल्प स्थापत्यकी परंपराकी रखवाली करनेके पेशेमें मशहूर है । वे सोमनाथजी आदि जैसे महाप्रासादोंके निर्माण करनेवाले और

कौशल्यवान ख्यातनाम स्थपति तो है ही । शिल्प पुस्तकके संपादनसे वे वास्तुशास्त्रके भी निष्णात-ज्ञाता है वैसा भी प्रतित होता है ।

श्री सोमपुराने मामुली स्कूली तालीम पाइ है । फिर भी अपने स्वप्रयत्नोसे उन्होंने शिल्प स्थापत्यका आमुल अभ्यास किया है । भिसके लिये वे धन्यवादके पात्र ठहरते है । कला और विद्या दोनोका अैसा अच्छा समन्वय, क्रियात्मक ज्ञानके साधक अैसे स्थपतिही प्राचीन भारतकी समृद्ध परंपराको नया जीवन दे रहे है ।

बम्बई ता १०-१०-६०

—※—

एशियाके सुप्रसिद्ध पुरातत्त्वज्ञ, बनारस हिन्दु युनीवर्सीटीके कला और स्थापत्य विभागके अध्यापक डो वासुदेवशरण अग्रवालजी ग्रंथ संपादक और उनकी कलाको सराहते हुए लिखते हैं :—

श्री प्रभाशंकरजी सोमपुरा स्थपति मंदिर निर्माणके प्रख्यात और प्रकृष्ट अनुभवी है । अैसे विद्वान अल्प देखे जाते है । श्री सोमनाथजीके मध्यकालीन भग्न मंदिर पर वास्तुशास्त्रके नियमानुसार नव निर्माण उन्होने किया है । उनमे प्राचीन वास्तु विद्याचार्येकि कौशल्यके नवसंस्कार देखकर प्रसन्नता होती है । मेरी इच्छा कबसे एक अैसे व्यक्तिके दर्शन करनेकी थी । वही इच्छा नइ दिल्ही मे करीब पंद्रह साल पहले श्री प्रभाशंकरभाइके परिचय से पूर्ण हुअी । वे शास्त्रीय ज्ञानके साथ क्रिया कौशल्यके सच्चे ज्ञाता है । मुझे विश्वास हैं कि शिल्प स्थापत्य कलाके अैसे ग्रंथके प्रकाशनसे समस्त वास्तुशास्त्रके सुस्पष्ट अध्ययनका एक नया द्वार खुलेगा । भिस बातके लिये समाज स्थपति प्रभाशंकरजीका अत्यत अनुगृहित है ।

—※—

भारत सरकारके 'टेम्पल सर्वे प्रोजेक्ट' के सुप्रीन्टेन्डन्ट श्री कृष्णदेवजी ग्रन्थके बारेमें अपनी प्रशस्ति भिस प्रकार लिखते है :—

पश्चिम भारतके परंपरागत शिल्पशास्त्रके महान ज्ञाता श्री प्रभाशंकरजी सोमपुरासे सुन्दर और सचित्र अनुवाद सह प्रकाशित किया गया शिल्प ग्रंथ उत्तम है । मंदिर स्थापत्यकी रचना पद्धतिके विशाल ज्ञानको सक्रिय अनुभव

के साथ मिलाकर उन्होंने अिस विषय गहरी सुझबुझ बताअी है । यह एक अद्भुत बात है । उनका यह प्रयत्न संशोधन क्षेत्रकी एक आदर्श कृति है ।

भोपाल केम्प ता. १३-१०-६०



द्वारका ज्योतिपीठके जगद्गुरु श्री शंकराचार्यजी महाराजके शुभाशीर्वाद और शुभ संदेश :—

शिल्प-स्थापत्य-कला विशारद, शिल्पप्रवर श्री प्रभाशंकर ओ. सोमपुरा का ग्रन्थका प्रकाशन-कार्य बडी प्रसंशाका पात्र है। शिल्प स्थापत्य कलाके ग्रंथ क्षीण होते जा रहे हैं । राज्याश्रय से रहित होकर शिल्पि-लोग आज अन्य व्यवसायमें जा रहे हैं । अिस तरह अिस देशमें विद्या और कलाका ह्रास होता जा रहा है। अैसे जमानेमें प्रसिद्ध ज्योतिर्लिंग श्री सोमनाथजीके महाप्रासादकी आश्चर्यजनक और असाधारण रचनामें कौशल्यवान शिल्पज्ञ महोदय श्री प्रभाशंकरभाइने अपनी कलाका जो निर्माण किया है यह एक आनंदका विषय है ।



पूज्य जैनाचार्य श्रीमद् विजयोदयसूरिश्वरजी महाराजके शुभाशिर्वाद :—

शिल्पशास्त्री श्री प्रभाशंकरभाइ शिल्पविशारदसे किया गया ग्रंथ संपादनका कार्य शिल्प स्थापत्यके कायेमिं उपकारक हो । जैन आगमोमें शिल्प विषयक संदर्भ मिलते है । यह ग्रंथ शिल्पज्ञान उपर कलश समान है । आर्य साहित्य-ग्रंथोंका सर्जन संस्कृत भाषामें हुआ है । शिल्प विशारद स्थपति श्री प्रभाशंकर ओघडभाइ सोमपुराने बहुत से भव्य जिन-मंदिरें और पर जिनालय, कलामय उपाश्रय, धर्मशालायें, ज्ञानशाला ए आदि धार्मिक स्थापत्यका सर्जन किया है । करीब चालीस सालसे अनवरत वे अिस विषयमें हमारे परिचयमें आये हैं । उनके सुपुत्र श्री बलवंतराय स्थपति भी पीछले पंद्रह वर्षो से हमारे परिचयमें रहे हैं । हमारे आशिर्वाद हैं कि आर्य स्थापत्य और सद्धर्मके आदर्शोको अपना कर आपकी प्रगति हो ।



# વેદવાસ્તુ પ્રભાકર

## પ્રસ્તાવના

જગતમાં પ્રત્યેક પ્રાણીને શીત, તાપ અને વર્ષાની પ્રાકૃતિક અગવડો સામે રક્ષાની આવશ્યકતા પ્રારંભમાં સમજાઇ. આથીજ વાસ્તુ વિદ્યાનો પ્રારંભ સ્થૂળ રૂપે આદિકાળથી થયેલો ગણી શકાય. પૃથ્વીપર વસનારા પ્રાણી જીવો ભૂમિ ખોદીને કે કોતરોમાં કરેલા દર અને પક્ષીઓએ વૃક્ષ પર બાંધેલા માળાની માફક માનવીએ ઘાસની પર્ણકુટી બનાવી અગર પર્વતોની ગુફાઓની શોધ કરી તેમાં વાસ કર્યો. આમ માનવ વિકાસના પ્રારંભ પછી સામુહિક વાસનું ગ્રામ્ય સ્વરૂપ અને પછી નગર રૂપ થયેલ જોઇ શકાય છે. માનવ સભ્યતાના વિકાસ સાથેજ શિલ્પનો વિકાસ ક્રમશઃ થતો ગયો.

"વસ" ધાતુ પરથી વાસ્તુ. વાસ્તુના અર્થમાં ભવન, રાજપ્રાસાદો, દેવપ્રાસાદો, સામાન્ય ગૃહો. જળાશયો, નગર, દુર્ગ, દેશમાર્ગ, વિશ્રામસ્થાન આદિ સમવિષ્ઠ થાય છે. ભારતીય વાસ્તુ વિદ્યાનો પ્રારંભ ઘણો પ્રાચીન છે. વેદો-બ્રાહ્મણ ગ્રંથો-રામાયણ, મહાભારત, બૌધ ગ્રંથો અને જૈનઆગમો, સંહિતાઓ આદિમાં વાસ્તુ વિદ્યાના ઉલ્લેખો મળે છે.

स्थापत्यवेदो विश्वकर्मादि शिल्पशास्त्रं अथर्ववेदस्योपवेदः ॥

સ્થાપત્ય વાસ્તુવિદ્યા એ અથર્વવેદનો ઉપવેદ છે અથર્વવેદના સૂકતોમાં સ્થાપત્ય કલા વિશે ઘણું કહ્યું છે.

પ્રાચીન આર્યયુગમાં તે સાદા રૂપમાં અલ્પજીવી પદાર્થોથી થવા લાગી. કાષ્ટ, ઇષ્ટિકા અને પાષાણ પછી ધાતુ આદિ વાસ્તુ દ્રવ્યોનો વપરાશ ક્રમે ક્રમે થતો ગયો અને રામાયણ અને મહાભારત જેવા ઐતિહાસિક મહાકાવ્યોમાં દેવાલયો, રાજમહાલયો અને સામાન્ય ગૃહોના વિવિધ વર્ણનોને શાબ્દિક ચિત્રો આપેલા છે. માનવ વિકાસની સાથે શિલ્પવિદ્યાનો પણ વિકાસ થતો ગયો.

વદિક, જૈન કે બૌધ સંપ્રદાયની ગુફાઓ કોતરવા પછી પાષાણનાં દેવાલયોના બાંધકામોની પ્રથા શરૂ થઇ હોય તેમ માનવાને કારણ મળે છે.

દેશના જુદા જુદા ભાગોમા ગુફાઓ કોતરી શકાય તેવી ગિરિમાળાઓ છે ત્યા પ્રથમ સાદા રૂપમા કોતરાવા લાગી પાછળથી તે અલકૃત થવા લાગી કેટલીક ગુફાઓની છત કાષ્ટની પ્રતિકૃતિ રૂપે છે તેથી તે કળા કાષ્ટ પરથી પાષાણમા ઉતરાવી હોય તેમ લાગે છે

આવી કળામય ગુફાઓની છત અને દીવાલો પર પૌરાણિક ધાર્મિક પ્રસગો અને સુદર મૂર્તિઓ કોતરાયેલ છે તેના દર્શન કરતા જગતના કળા વાસ્તુઓનુ મસ્તક ભારતના શિલ્પીઓ પ્રતિ નમે છે શિલ્પીઓએ જડ પાષાણને સજીવરૂપ આપી પુરાણના કાવ્યને હુબહુ પ્રદર્શિત કર્યું છે તેમા દર્શન કરી ગુણજ્ઞ પ્રેક્ષકો શિલ્પીની સર્જન શક્તિની પ્રશસા કરતા ધરાતા નથી અહીં ટાકણાના શિલ્પ વડે શિલ્પીઓ અમરકૃતિ સર્જી ગયા છે અખડ પહાડોમાથી કોતરેલ ઈલોરાના કૈલાસ મદિરની ભવ્ય કળામય વિશાળ પ્રાસાદની રચના શિલ્પીઓની અદ્ભૂત કળા ચાતુર્યનો અજોડ નમૂનો છે

કોઈપણ દેશની સસ્કૃતિનુ મૂલ્ય તેના પ્રાચીન સ્થાપત્ય અને સાહિત્ય પરથી અકાય છે વિદ્યા કળા તો દેશનુ અમોલુ ધન છે શિલ્પ સ્થાપત્ય માનવ જીવનનુ અત્યત ઉપયોગી મર્મભર્યું અગ છે આ કળા હૃદય તેમજ ચક્ષુ બન્નેને આકર્ષે છે શિલ્પ સૌદર્ય એ માત્ર તરગ નથી પણ હૃદયનો સભર ભાવ છે જગતમા ભારતનુ સ્થાપત્ય ઉત્તમ કોટિનુ દેશને ગૌરવ લેવા સરખુ છે

ભારતમા સર્વ સાહિત્યનો પ્રારભ ધર્મ બુદ્ધિથી પ્રેરાઇને થયેલ છે શિલ્પશાસ્ત્ર પણ ધર્મ ભાવના સાથે સકળાયેલુ છે જેની બુદ્ધિપૂર્વકની રચના પ્રાચીન ઋષિમુનિઓએ કરેલી છે

ભારતીય વાસ્તુવિદ્યાનો પ્રારભ કાળ ઘણો પ્રાચીન છે વેદો, બ્રાહ્મણ ગ્રથો, ઉપનિષદો, રામાયણ, મહાભારત, પુરાણો, જૈન આગમો, બૌધગ્રથો, સહિતાઓ અને સ્મૃતિગ્રથોમા વાસ્તુવિદ્યાના ઉલ્લેખો મળે છે

શિલ્પ સ્થાપત્યની પ્રાસાદ રચના ભારતની આધ્યાત્મિક વિચારધારામાથી ઉદ્ભવી છે પુનર્જન્મના સિદ્ધાત મુજબ જીવ પ્રાણી વિકાસ સાધતો અનેક કોટીની યોનીઓમા જન્મતા જન્મતા આખરે બ્રહ્મમા વિલીન થાય છે આ સિદ્ધાત દેવમદિરના શિખર શકુ આકારે યોજ્યો છે ધર્મ પ્રવૃત્તિથીજ ધાર્મિક સ્થાપત્ય ભારતમા ઠેર ઠેર ઉભા થયા તે દ્વારાજ શિલ્પી વર્ગને

ઉત્તેજન પણ મળ્યું. પ્રાચીનકાળમાં શિલ્પીઓને બ્રહ્માના પુત્ર માની પૂજન થતું. એશિયા ખંડમાં જાપાનમાં બૌધધર્મનો પ્રચાર થતાં તે દેશની રાજ-માતાએ પ્રજામાં સહર્ષ ઢંઢેરા દ્વારા ઇચ્છા પ્રદર્શિત કરેલી કે " મારા રાજ્યના નગરો અને ઉદ્યાનોમાં શિલ્પીઓના ટાંકણાનો ગુંજારવ સદા થતો રહે."

શુક્રાચાર્યે કળા અને વિદ્યા વિશે બહુ સુંદર સ્પષ્ટતા કરી છે. વિદ્યા અનંત છે અને કળાની ગણત્રી થઈ શકતી નથી પરંતુ સામાન્ય રીતે વિદ્યા બત્રીશ છે અને કળા ચોસઠ પ્રકારની કહી છે. આગળ જતાં તેઓ વિદ્યા અને કળાની સામાન્ય વ્યાખ્યા આપતાં કહે છે.

यद्‌यत्स्माद वाचिकं सम्यक्कर्म विद्याभिसंज्ञकम् ।
शक्तो मुकोपि यत्कतुं कलासंज्ञंतु तत्स्मृतम् ॥

જે કાર્ય વાણીથી થઇ શકે તેને વિદ્યા કહે છે અને મુંગો પણ જે કાર્ય કરી શકે તે "કળા". શિલ્પ, ચિત્ર, નૃત્ય આદિ મૂક ભાવે થઇ શકે છે તેથી તે દરેકને કળા કહી છે.

કળાના પ્રકાર વિષે જુદા જુદા આચાર્યોએ જુદી જુદી સંખ્યા કહી છે– શુક્રાચાર્યે અને લલિત વિસ્તારમાં તેમજ કામસૂત્રમાં અને શ્રીમદ્‌ ભાગ-વતમાં–કળ ૬૪ પ્રકારની કહી છે. સમુદ્રપાળે જૈનસૂત્રમાં ૭૨ કળા વર્ણવી છે. યશોધરે કામશાસ્ત્રમાં કળા ૬૪ કહી છે પરંતુ તેમાં અવાન્તર ભેદે ૫૧૨ કળાના ભેદ પાડેલા છે.

સૂત્રધાર, શિલ્પી, સવર્ણકાર, કંસકાર ( કંસારા ), ચિત્રકાર, માલાકાર ( માળી ), લોહકાર, શંખકાર ( શંખના આભૂષણો બનાવનાર ), કુંભકાર કુલિન્દ્રકાર, (વણકર)–આમ કળામાં વિવિધ હુન્નરો સમાવ્યા છે. નૃત્ય, ગીત અને વાદિત્ર એ સર્વ કળા છે. હુન્નરકળાના જ્ઞાતાના જૂથ પ્રમાણે તેઓની જ્ઞાતિઓ બંધાઇ–મહાભારતમાં વિશ્વકર્માને હજારો શિલ્પના સૃષ્ટા કહ્યા છે.

વાસ્તુશાસ્ત્રના મહાન પ્રણેતા ઋષિમુનિઓ હતા. તેઓ અરણ્યના શાંત વાતાવરણમાં રહી અનેક શાસ્ત્રો અને વિદ્યા અને કળાના જીજ્ઞાસુઓને પોતાના આશ્રમમાં રાખીને વિદ્યા દાન કરતા. મત્સ્યપુરાણકારે તેવા અઢાર આચાર્યોના નામો આપેલ છે. ભૃગુ, અત્રિ, વશિષ્ટ, વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજિત, વિશાલાક્ષ, પુરંદર, બ્રહ્મા, કુમાર, નંદીશ, શૌનક, ગર્ગ, વાસુદેવ, અનિરૂદ્ધ, શુક અને બૃહસ્પતિ.

અગ્નિપુરાણ અ ૩૯ મા લોકાખ્યાયિકામા તત્ર ગ્રંથ કર્તાના ૨૫ નામો આપેલ છે માનસારમા બત્રીશ શિલ્પાચાર્યના નામ આપેલા છે જોકે આ ગ્રથોમા કેટલાક નામોની પુનરૂક્તિ થઈ જાય છે તેમા શિલ્પનો પણ વિષય હશે એ રીતે ૧૮+૨૫+૩૨=૭૫ માથી ખરા વિશ્વકર્માપ્રકાશમા કહ્યુ છે કે –

इतिप्रोक्तं वास्तुशास्त्रं पूर्वं गर्गायधियते ।
गर्गात्पराशरः प्राप्तस्तस्मात्प्राप्तोबृहद्रथ
बृहद्रथाद्विश्वकर्मा प्राप्तवान वास्तुशास्त्रकम् ॥

મહર્ષિ ગર્ગ મુનિ વાસ્તુશાસ્ત્રના મહાબુદ્ધિમાન જ્ઞાતા હતા તેમાથી પરાશર મુનિને પ્રાપ્ત થયુ તેમાથી બ્રહદ્રથને પ્રાપ્ત થયુ બ્રહદ્રથ મુનિથી વિશ્વકર્માને વાસ્તુશાસ્ત્રનુ જ્ઞાન પ્રાપ્ત થયુ તેમણે જગત હિતને સારૂ પ્રવર્તાવ્યુ આ ક્રમ પાછલા યુગના વિશ્વકર્માનો હોય કારણકે મૂળ તો આદિ વિશ્વકર્માજ શિલ્પશાસ્ત્રના પ્રણેતા ગણવામા આવે છે એક સ્થળેથી વાસ્તુશાસ્ત્રના જ્ઞાતાઓની નોધ મળેલ છે તેમા શૌનક, રાવણ, રામ, પરશુરામ હરિ, ગાલવ, ગૌતમ, ગોભિલ ( અને વિશ્વકર્માના ચાર શિષ્યોમા ) જયવિજય, સિદ્ધાર્થ, અપરાજિત, વૈદ્યાચાર્ય, ગર્ગવત્સ, મયપુત્ર, કાર્તિકેય અને ચ્યવન–આમ જણાવેલ છે

માનસારમા બત્રીશ શિલ્પાચાર્યોના નામો આપેલા છે બૃહત્સહિતામા મનુ, પરાશર, કાશ્યપ, ભારદ્વાજ, પ્રહલાદ, અગસ્ત્ય, માર્કંડેયના નામો આપેલા છે તે ઉપરાત ગર્ગ, મય અને નગ્નજીત અને વશિષ્ટના પ્રમાણો પોતાના ગ્રથના અવતરણ રેફરન્સ આપેલ છે કમભાગ્યે ત્રણેક આચાર્યો સિવાય કોઈ આચાર્યોનો એક સળગ ગ્રથ હજુ ઉપલબ્ધ થયો નથી

શ્રી વિશ્વકર્મા અને તેના શિષ્યોના સવાદ રૂપ ગ્રથો અપરાજીતપૃચ્છા, જયપૃચ્છા, નારદ અને વિશ્વકર્માના સવાદ રૂપ ક્ષીરાર્ણવ અને વૃક્ષાર્ણવ ગ્રથો છે જ્ઞાનપ્રકાશ, દીપાર્ણવ, જ્ઞાનરત્નકોશ, વિશ્વકર્મપ્રકાશ, વાસ્તુવિદ્યા જ્ઞાનસાર, અપરાજિત વાસ્તુશાસ્ત્રકારિકા, રત્નતિલક– આ ગ્રથો સિવાય દશમી સદીમા વિવેચન લક્ષણ સમુચ્ચય માળવામા ભોજદેવનાકાળમા સમરાંગણ સૂત્ર[illegible] શિલ્પ વિષય શ્રી મલ્લદેવે "પરિમાણ મજરી" [illegible]ની સદી [illegible] વાસ્તુસાર માગધીમા રચેલો છે

મંડન નામનો સૂત્રધાર સોળમી સદીમાં થયેલ તેના પિતા ગુજરાત પાટણના ભારદ્વાજ ગોત્રના હતા. તેઓ મેવાડના રાણાકુંભાના નિમંત્રણથી ગુજરાતમાંથી મેવાડમાં વસેલા. તે વિદ્વાનના કાળમાં શિલ્પગ્રંથો અસ્તવ્યસ્થ અને ઘણા અશુદ્ધ થયેલા તેનો પુનરૂદ્ધાર વિદ્વાન મંડને કરીને તેણે નવા ગ્રંથોની રચના કરી. પ્રાસાદમંડન, રૂપમંડન, વાસ્તુમંડન, રાજવલ્લભ, દેવતા મૂર્તિ પ્રકરણ, રૂપાવતાર વગેરે શિલ્પગ્રંથોની સુંદર રચનાઓ કરી. તેના પરિવારમાં ગોવિંદે "કલાનિધિ" અને "ઉદ્ધાર દોરણી"; મંડનના કનિષ્ઠબંધુ માધજીએ "વાસ્તુમંજરી", મંડનના બે પુત્રો ગોવિંદ અને ઇશર, અને ઇશરનો પુત્ર છીતા થયો. સૂત્રધાર રાજસિંહે "વાસ્તુશાસ્ત્ર", સૂ. સુખાનંદે "સુખાનંદ-વાસ્તુ", પં. વસુદેવે "વાસ્તુપ્રદીપ", "સચ્છિલ્પ તંત્ર", સૂ. વીરપાલે "પ્રાસાદ-તિલક" રચ્યાં.

આમ પશ્ચિમ ઉત્તર ભારતના વિદ્વાનોના ગ્રંથો વર્તમાનમાં પ્રાપ્ત થાય છે. પૂર્વ ભારતમાં ઓરિસ્સામાં શિલ્પના ગ્રંથો છે તેમાં શિલ્પસાહિત્ય મળે છે. તે સંસ્કૃત, પ્રાકૃત, લોક ભાષા મીશ્રમાં ગ્રંથો છે.

દ્રવિડ ગ્રંથોમાં ભયમતમ, માનસાર, કાશ્યશિલ્પ આદિ ગ્રથો છે. સોળમી સદીમાં શ્રીકુમારે શિલ્પરત્ન ગ્રંથની રચના કરી. મહાયાલય ચંદ્રિકા, વિશ્વકર્મા વગેરે પ્રાપ્ત થાય છે.

પુરાતત્ત્વવિદો ગ્રંથોની ભાષાપરથી આ ગ્રંથો બારમી સદી પછીના કાળના રચાયેલા કલ્પે છે તે વિવાદાસ્પદ છે. બૃહદ્‌સંહિતા બીજી કે છઠ્ઠી સદીની કહેવાય છે. શુકનીતિ તેની પછીના કાળની છે. લક્ષાત્સમુચ્ચય દશમી સદીનો રચના કાળ જણાય છે. પ્રાચીન રૂઢીના શિલ્પોને ઘાટોના વિકાસને અંતે આ ગ્રંથો લખાયા હોય. ગ્રંથોમાં દર્શાવેલા ચાર વિભાગના ઘાટથી ગુપ્તકાળના અને તે પહેલાં અને પછીના કાળના સ્થાપત્યોના ઘાટમાં ભિન્નતા છે તેથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે કાળના ગ્રંથોનો કાં તો નાશ થયો અને દશમીથી બારમી સદી પછી સ્થાપત્યના નિયમો રૂઢ થયા પછી આ ગ્રંથોની રચના થઇ હોય.

વાસ્તુશાસ્ત્ર અને શિલ્પ સ્થાપત્યની વ્યાખ્યાની સ્પષ્ટતાના અભાવે તે ત્રણેનું યથાર્થ સ્વરૂપ સમજનો ભાષા પ્રયોગ કરવામાં લોકો મીશ્ર અર્થ કરે છે. વાસ્તુશાસ્ત્ર એ સર્વના બહોળા અર્થમાં છે. તેમાં અંતર્ગત સ્થાપત્ય અને સ્થાપત્યનું અંતર્ગત શિલ્પ છે.

१ વાસ્તુશાસ્ત્ર-દેશ, પથ, નગર, દુર્ગ, જળાશય, રાજપ્રાસાદ, દેવપ્રાસાદ, સામાન્ય જ્ઞાન, શિરાજ્ઞાન, ભૂમિપરીક્ષા એ સર્વ વિદ્યાનુ શાસ્ત્ર એ વાસ્તુશાસ્ત્ર

૨ સ્થાપત્ય-નગર, દુર્ગ, જળાશય, રાજપ્રાસાદ વગેરે વિશાળ બાધકામ સ્થાપત્ય

૩ શિલ્પ-દુર્ગના દ્વાર, રાજભવન, દેવપ્રાસાદ, જળાશયો આદિ સ્થાપત્યોના સુશોભન, અલકરણ, મૂર્તિ-પ્રતિમા, ગોખ, જરૂખા આદિ અલકૃત ભાગ તે શિલ્પ

શિલ્પીઓના કર્તવ્યની પ્રશસા- ભારતના શિલ્પીઓએ પુરાણના પ્રસગોને પાષાણમા સજીવ કોતર્યા છે તેમના ટાકણાની સર્જનશક્તિ પ્રશમાને પાત્ર છે જડપાષાણને વાચા આપનારા આવા કુશળ શિલ્પીઓ પણ કવિજ છે તેઓ ભારે ધન્યવાદને પાત્ર છે અલબત્ત કલા કોઈ ધર્મ કે જાતિની નથી. એ તો સમગ્ર માનવસમાજની છે 'ભારતીય શિલ્પીઓએ આ કળાદ્વારા સ્વર્ગ-વૈકુઠને પૃથ્વી પર ઉતાર્યું છે સ્થાપત્ય કળા પ્રત્યે આજે રાજકર્તા સરકાર બેદરકાર બની છે એ દેશનુ દુર્ભાગ્ય સૂચવે છે

જડ પાષાણમા પ્રેમ, શૌર્ય, હાસ્ય, કરુણા કે કોમળભાવ મૂર્તિમત કરવો બહુ કઠીન છે ચિત્રકાર તો રગ રેખાથી તે દર્શાવી શકે છે, જ્યારે શિલ્પી રગની મદદ વિનાજ પાષાણમા ભાવ સર્જન કરે છે તેમા તેની અપૂર્વ શક્તિ રહેલી છે ભારતીય કળાએ તો જગતના શિલ્પ સ્થાપત્યમા ઘણો કિંમતી ફાળો આપ્યો છે

ભારતીય શિલ્પ સ્થાપત્ય પર વિધર્મીઓના સાતસો વર્ષના પ્રહાર પછી પણ શિલ્પીઓએ કળાને જીવતી રાખી છે પાશ્ચાત્ય શિલ્પીઓ તાદૃશ્યતાનુ નિરૂપણ અનુકરણ કરે છે, ત્યારે ભારતીય શિલ્પીઓએ પોતાની કૃતિમા ભાવના ગોઠવાનુ કઠીન કાર્ય કર્યું છે

અનેક કવિઓ સ્ત્રીની પ્રકૃતિ વિકૃતિના ગુણોના ગાન ગાય છે તેના સૌદર્યનું પાન કરાવનાર ભવભૂતિ અને કાળીદાસ જેવા મહાન કવિઓએ તેના રૂપ અને ગુણોની શાશ્વત ગાથા ગાઇ છે તેની પ્રકૃતિથી રીઝેલા ભારતીય શિલ્પીઓએ સ્ત્રી સૌદર્યને માતૃત્વભાવે પ્રદર્શિત કર્યું છે, જ્યારે પાશ્ચાત્ય શિલ્પીઓએ વાસનાના ફળ રૂપે તેને કડારી છે

ભારતીય શિલ્પીઓએ ભારતીય જીવન દર્શન અને સંસ્કૃતિને પોતાનુ સર્વોત્તમ લક્ષ માનીને રાષ્ટ્રના પવિત્ર સ્થાનો પસંદ કરીને ત્યાં પોતાનું જીવન વીતાવીને વિશ્વની શિલ્પકળાના ઇતિહાસમાં અદ્વિતીય વિશાળ ભવનોના નિર્માણ કર્યાં છે, જે જોતાંજ સૌ કોઇ આશ્ચર્યમુગ્ધ બને છે.

ભારતીય શિલ્પીઓએ પહાડોમાંથી દીર્ઘકાય શિલાઓ ખોદી કાઢીને ભૂખ અને તરસની પણ પરવા કર્યા વગર પોતાના ધર્મની મહત્તમ ભાવના રાષ્ટ્રના ચરણોમાં ધરી છે. જનતા જનાર્દન અને ધર્મ સંસ્કૃતિના પ્રતીકનું પ્રસ્થાપન કર્યું છે. જનતાએ પણ શંખનાદ વડે પોતાના શિલ્પકારની અક્ષય કીર્તિને ચતુર્દિશ ફેલાવી છે. જગતે આવા શિલ્પીઓની અજબ સ્થાપત્ય કળાના કારણે ભારતને અજરઅમર પદે સ્થાપેલ છે. આવા પુણ્યવાન શિલ્પીઓને કોટિ કોટિ ધન્યવાદ ઘટે છે.

શિલ્પના આદ્યપ્રણેતા વિશ્વકર્માની ઉત્પત્તિ વિશે પૃથક પૃથક મતો છે. તેમાં પુરાણોમાં દક્ષપ્રજાપતિની ૬૦ કન્યાઓમાંથી દસ કન્યાઓ “ધર્મ” ના વેરે પરણાવી તેમાંની ‘વસુ” નામની કન્યાથી અષ્ટ વસુ થયા. તેમાંના કનિષ્ઠ પુત્ર પ્રભાસ થયા. તેઓએ મહર્ષિ ભૃગુની બહેન સાથે પાણિગ્રહણ કર્યું તેનાથી વિશ્વકર્મા થયા. આમ પુરાણોમાં ઉલ્લેખ છે.

માનસર ગ્રંથમાં વિશ્વકર્મા સત્યયુગમાં મૃગશીર્ષમાં બ્રહ્મકુળમાં થયેલા. વિશ્વકર્મપુરાણના આધારે વર્તમાનમાં શિલ્પીઓ મહા શુદ ૧૩ ના રોજે તેમના જન્મોત્સવ શિલ્પી વર્ગ ઉજવે છે.

સૂત્રસંતાન અપરાજિત ગ્રંથમાં શ્રી વિશ્વકર્માના ચાર માનસપુત્રો (૧) જય (૨) વિજય (૩) સિદ્ધાર્થ અને (૪) અપરાજિત કહ્યા છે. અન્યમાં મય અને ત્વષ્ટા નામ પણ આપેલાં છે.

પદ્મપુરાણ ભૂખંડમાં વિશ્વકર્માનાં પાંચ મુખથી પાંચ શિલ્પીઓ ઉત્પન્ન થયા તેમ પદ્મપુરાણના ભૂખંડમાં કહેલ છે. તે વિરાટ વિશ્વકર્મ કહ્યા છે તે પંચાનનો અને પંચાલાદિ પૂજે છે.

સૂત્રસંતાન ગ્રંથમાં ચારે માનસ પુત્રોને વિશ્વકર્માએ જ્ઞાન આપ્યાનું જણાવે છે.

૧. જયને હેમવંત પાછળ એક ગુફાશ્રમના રમ્ય સ્થાને શ્રી વિશ્વકર્માએ વાસ્તુશાસ્ત્ર સંબંધનું જ્ઞાન આપ્યું. તેની ચોવીશ હજાર ( ગ્રંથ ) શ્લોક પ્રમાણની ગ્રંથાકારે રચના થઇ.

૨ વિજયને હેમકૂટ મહારૌલી ઉપર, સો યોજન ઉંચે વિરૂપાખ્યાશ્રમે શ્રી વિશ્વકર્માએ નૃત્ય, ગીત, વાદિત્ર, રાગ, તાલ, લાસ્યહાસ્ય; તાડવ, સપ્તસ્વર, છ રાગ, છત્રીશ રાગીણી વિષયનુ જ્ઞાન આપ્યુ તે બારહજાર શ્લોક પ્રમાણ ગ્રંથની રચના થઇ તે ભરતના નામે ઓળખાયુ

૩ સિદ્ધાર્થને મદાર પર્વત સુખાસીનથી શ્રી વિશ્વકર્માએ તાલુ કઠસ્વર શાસ્ત્ર, ગણિત, જ્યોતિષ, વ્યાકરણ, અલકાર સહિત છદ તથા તેને મુક્તિ માર્ગનુ રહસ્ય પણ આપ્યુ

૪ અપરાજિતને પણ વાસ્તુવિદ્યાનુ જ્ઞાન જયના જેવુ આપેલ લિંગ પ્રતિમા, પીઠ, રાજગૃહો, નગર, દુર્ગ, પ્રતોલી માર્ગ, ગોપુર, જળાશયો આદિ વાસ્તુશાસ્ત્રનુ રહસ્ય આપ્યુ અને તે દસહજાર શ્લોક પ્રમાણ ગ્રંથની રચના થઇ

પદ્મપુરાણ તથા લૈગેશિવાગમ તથા વશિષ્ઠપુરાણ ૩-૬ મા વિશ્વકર્માના પાચમુખના નામ અને તેમાથી ઉત્પન્ન થયેલ પચશિલ્પીઓના નામ અને ગોત્ર કહ્યા છે તેમા પાચ શિલ્પીઓના (૧) મનુ લોહકર્મના (૨) મય કાષ્ટ-કર્મના (૩) ત્વષ્ટા કસકાર (૪) શિલ્પી શિલ્પકાર (૫) દૈવજ્ઞ સુવર્ણકાર એમ પાચ શિલ્પીઓના નામ અને કર્મ, સ્કદપુરાણના નાગરખડ અ. ૯-૧૩-૧૪ મા કહેલ છે

શિલ્પીઓમા સામાન્યરીતે એક મુખના વિશ્વકર્મા બ્રહ્મા સ્વરૂપ જેવા દાઢીવાળા, ત્રણ નેત્ર, ચાર ભૂજાના સૂત્ર-માપકરણનો ગજ, પુસ્તક અને કમડળ એમ ચાર મૃષ્ટિમાર્ગે ધારણ કરેલ છે, હસનુ વાહન છે તૈતિરીયશ્રુતિ પચ બ્રહ્મોપનિષદમા વિશ્વકર્માને પચમુખી અને દશભૂજાના કહ્યા છે તે પચમુખ પૂર્વાદિ દિશાના ક્રમે, મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને દૈવજ્ઞ (તક્ષ કહ્યા છે તેમન દશ હાથના આયુધો મૌ પોતપોતાના કર્મ પ્રમાણે કલ્પે શિલાકર્મ કરનારાઓ કમડળ સૂત્ર હથોડી; સાધણી (લેવલ) અને પુસ્તક જમણા હાથમા અને ટાકણુ; ગજ, ચુનાલોઢુ, માળા અને ઓળભો એમ પાચ ડાબા હાથમા ધારણ કરેલા

પદ્મપુરાણ ભૂખડમા પચમુખને દશભૂજ વિશ્વકર્માના જમણા પાચ-હાથમા કોદાળી, પાવડો, તગારૂ (તાસળી), ઘટિકાપાત્ર (ઘડો) અને સુવર્ણ કમડળ છે અને ડાબા પાચ-હાથમા કરવત; હથોડી, સાણસી, અલકાર અને અગ્નિકુડ ધારણ કરેલા છે આ સ્વરૂપ લોહકાર, સુવર્ણકાર, કાષ્ટકાર અને કસકાર (કસારા)ને પૂજ્ય છે

સ્કંદપુરાણ નાગરખંડ અ. ૬ માં પાંચે શિલ્પીઓના કર્મ કહ્યા છેઃ—

अयस्कृतिर्मनूनां च मयानां दारुकर्म च ।
त्वष्ट्राणा ताम्रकर्माणि शिलाकर्म च शिल्पिनाम् ॥१३॥
सौवर्णं तक्षकाणां च पंचकर्माणि तानि वै ।
एते पंचकरूपाश्च यज्ञकर्म पराः स्मृताः ॥१४॥

વિશ્વકર્માના પાંચ પુત્રોમાંના મનુએ લોહકર્મ મયે કાષ્ટકર્મ, ત્વષ્ટાએ તામ્રકર્મ (કંસારાનું) શિલ્પીએ પાષાણકર્મ અને તક્ષક દૈવજ્ઞે સુવર્ણ-ચાંદીનું કર્મ કર્યું તે પાંચે પ્રકારના કર્મો યજ્ઞકર્મો કહેવાય છે.

વસિષ્ઠપુરાણના પ્રવરાધ્યાયમાં ઉપરોકત પાંચે કર્મકારના ૨૫-૨૫ ગોત્રો કહ્યા છે. પરંતુ શિલ્પી સોમપુરાના-અઢાર ગોત્રો આથી ભિન્ન છે એટલે સોમપુરા શિલ્પીઓ વિશ્વકર્માના ૩૫ હોઇ તેઓના ગોત્ર પૃથક છે.

વિશ્વકર્મા પૃથક પૃથક કાળમાં પ્રગટ થયા વેદો અને ઉપનિષદોમાં તેના ઉલ્લેખો છે. ઋગ્વેદ અને યજુર્વેદમાં ભૃગુકુલમાં વિશ્વકર્મા થયા. તે પછીના કાળમાં આંગીરસ કુળમાં ઉત્પન્ન થયા. અને ત્રીજો અવતાર બ્રહ્મકુલોત્પન્ન પ્રભાસવસુના પુત્ર વિશ્વકર્મા પ્રગટ થયા. આંગીરસ વિશ્વકર્મા વિરાટ વિશ્વકર્માનો ચોથો અવતાર મનાય છે તેમ મહાભારતમાં તેનો ઉલ્લેખ છે. આચાર્ય વિશ્વકર્માનો પાંચમા અવતારનો ઉલ્લેખ વાયુપુરાણમાં છે. જગદ્દગુરુ વિશ્વ-કર્માના છઠ્ઠા અવતારનું વર્ણન સકલાધિકારમાં આપેલ છે. પ્રજાપતિ વિશ્વ-કર્માના સાતમા અવતારનો ઉલ્લેખ મૂલસ્તંભમાં આપેલ છે. કાશ્યપીય વિશ્વકર્માના આઠમા અવતારનું વર્ણન સ્કંદપુરાણમાં છે. શિષ્પાચાર્ય વિશ્વકર્મા અને બ્રહ્મકુલોત્પન્ન વિશ્વકર્માના નવમા અને દશમા અવતારનો ઉલ્લેખ બ્રહ્મવૈવર્તપુરાણમાં આપેલ છે. જુદા જુદા ગ્રંથો આપેલ વર્ણન અને અવતાર જુદા જુદા નામે કરેલ હોવાથી તે સમજવું કઠીન થઇ પડે છે.

યજુર્વેદ ૩૧-૧૧ તથા વસિષ્ઠપુરાણ અ. ૬ અને મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ-

॥ विश्वकर्मा कुले जाता गर्भब्राह्मण निश्चितां ॥

વિશ્વકર્મા કુળમાં જન્મેલા જન્મથીજ બ્રાહ્મણો છે. તેમાં શંકા નથી. પ્રાચીન કાળમાં આ સર્વ વર્ગ શુદ્ધ કર્મકાંડ ધર્મને આચરણને પાળનારા હતા. વ્યવસાયના કારણે અને ઉતરતા વર્ગના સંસર્ગથી તેઓ તે કર્મકાંડ વિસરતા ગયા તેમ તેઓને મૂળ કર્મકાંડી બ્રાહ્મણો પોતાનાથી ભિન્ન માનવા લાગ્યા. આથીજ તેઓની પૃથક વ્યવસાય પ્રમાણેની જ્ઞાતિઓ બંધાઇ.

ભારતમા શિલ્પીઓની જાતિ જુદા જુદા પ્રાંતોમા વસેલી છે તેઓમાના થોડા વર્ગની માહિતી મેળવવા પ્રયાસ કર્યો છે ચારસો, પાચ કે સાતસો વર્ષ પહેલા તેઓ જે વ્યવસાય કરતા તેઓ વર્તમાનમા બીજાજ વ્યવસાયમાં ધર્માંધતાથી કે વટાળ પ્રવૃત્તિમા પડી ગયા છે તેથી શિલ્પીવર્ગની ચોક્કસ માહિતી મેળવવામા ઘણી મુશ્કેલી પડે છે

વિશ્વકર્મા અને તેના વંશજોના અઢારેક (૧૮) શિલ્પીઓની નોધ આ નીચે આપુછુ —

(૧) વિશ્વજ્ઞ ( દ્રવિડમા શિલ્પકર્મ કર્તા ) (૨) આચાર્ય ( દ્રવિડમા ) (૩) પચાલ ( ગુર્જર મહારાષ્ટ્ર ) (૪) દૈવજ્ઞ ( ) (૫) સ્થપતિ (પશ્ચિમ ભારતના સોમપુરા) (૬) રથાકાર (દ્રવિડ અને ગુર્જર આદિ પ્રદેશમા) (૭) સૌધન્વ ( ) (૮) પૌરૂષેય ( ) (૯) નારાશસ ( ) (૧૦) કસાલી ( કસાર ) (૧૧) કમાલિયન ( ) (૧૨) અર્કશાળી ( ) (૧૩) જાગીડ ( આગીરસ બ્રાહ્મણનુ અપભ્રશ આ લોક મધ્યપ્રદેશ અને ઉત્તરપ્રદેશમા વસે છે ) (૧૪) ધીમાન ( સોમપુરા ) (૧૫) પચશિલ્પી ( ) (૧૬) કોકાસ ( ) (૧૭) તક્ષા ( સુવર્ણકાર ) (૧૮) કર્મકાર ઓઝા ( કુભકાર )
ઉપરોક્ત ૧૮ પ્રકારના શિલ્પ કર્મકારો પૃથક પૃથક વિભાગમા વહેચાયેલા છે

વર્તમાન કાળમા જે જે પ્રમુખ શિલ્પી જ્ઞાતિ વર્ગનુ સશોધન કરતા પ્રાપ્ત થયુ તે આપીએ છીએ —

૧ **સોમપુરા**—શિલ્પનો આ અભ્યાસી વર્ગ પશ્ચિમ ભારતમા સોમપુરા શિલ્પીઓનો છે સ્કદપુરાણના પ્રભાસ ખડમા તેમની ઉત્પત્તિઓ પ્રભાસ-સોમનાથમા થઈ તે રસિક ઇતિહાસ છે તેઓ બ્રાહ્મણ તરીકે કર્મ કરે છે પરતુ દાન સ્વીકારતા નથી સોમપુરાને પવિત્ર માનેલ છે, તેની ઉત્પત્તિ અને તેઓએ શિલ્પ વ્યવસાય કેમ સ્વિકાર્યો તે પુરાણમા કહ્યુ —

प्रभासेहृत्पत्तिर्यस्य शिल्पकर्म प्रज्ञायिना ।
सोमपुरा ज्ञाति रुपोहि देहः श्री विश्वकर्मणः ॥१॥

सोमनाथाक्षयाकेचित् सोमपरारिति स्मृताः ।
पाषाणकर्मकर्तारो विश्वकर्मानुगामिन ॥२॥

चतुराशिति निज्ञेया ब्राह्मणा द्विजकर्मणि ।
धर्मशास्त्र गुणैर्युक्ता भोगैश्वर्यै विभूपिता ॥३॥

સૌરાષ્ટ્રના સોમનાથ-પ્રભાસક્ષેત્રમાં જેની ઉત્પત્તિ છે તેવા શિલ્પકર્મના જ્ઞાતા સોમપુરા વિશ્વકર્મા સ્વરૂપ છે. સોમનાથજીની આજ્ઞા વડે વિશ્વકર્માના અનુગામી પાષાણ કર્મના કર્તા, ચોરાશી કળાના જ્ઞાતા, ચોરાશી પ્રકારના બ્રાહ્મણોમાં ધર્મશાસ્ત્રના ગુણયુક્ત ભોગ અને ઐશ્વર્ય વડે શોભતા એવા દ્વિજ કર્મમાં અનુરકત સોમપુરા બ્રાહ્મણો થયા.

સોમપુરા શિલ્પીઓ મૂર્તિઓ ને મંદિરોનું નિર્માણ કરે છે તેઓ પાસે હસ્તલિખિત શિલ્પગ્રંથોનો સંગ્રહ હોય છે. યજ્ઞોપવિત ધારણ કરે છે. તેઓમાં ૧૮ ગોત્ર છે. તેથી પરસ્પર લગ્ન ગ્રંથીથી જોડાય છે. સગોત્ર લગ્ન કરતા નથી. પુનર્લગ્નની પ્રથા પાછળથી દાખલ થઈ. બ્રાહ્મણ સિવાય કોઈનું જમતા નથી.

આ સોમપુરા શિલ્પીઓ-ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને મેવાડમાં વસેલા છે એટલે તેઓએ પશ્ચિમ ભારતના સુપ્રસિદ્ધ શિલ્પ સ્થાપત્યોના તેઓએ નિર્માણ કરેલા છે. તેઓ બ્રાહ્મણ હોવાથી તેમણે યજમાન વૃત્તિ સ્વિકારી દાન ગ્રહણ કરવાની ના પાડી તેથી દેવોએ તેઓને આ પૃથ્વી પર વિશ્વકર્મા સ્વરૂપે પ્રવૃત્તિ કરાવી.

**૨ મહાપાત્ર-મહારાણા** પૂર્વ ભારતના ઓરીસ્સામાં વસે છે તેઓ શિલ્પના સુંદર મંદિરો શાસ્ત્રવિધિ પ્રમાણે બાંધે છે. તેઓ પાસે શિલ્પગ્રંથો હસ્તલિખિત હોય છે. પુરી અને ભુવનેશ્વર તથા કોનાર્કના મંદિરો તેઓના વડીલોના બાંધેલા છે. વિશ્વકર્મા મહારાણા અને મહાપાત્રની બે પદવીઓ ત્યાંના શિલ્પીઓ વિશેષ ધારણ કરે છે. પુરીમાં તેઓના ૩૦ કુટુંબો વસે છે. યાજપુરમાં બે કુટુંબ અને ભુવનેશ્વરમાં બે કુટુંબ વસે છે.

**૩. પંચાનન જાતિના શિલ્પીઓ**—કર્ણાટક, આંધ્ર ને મહારાષ્ટ્રના પ્રદેશોમાં વસે છે. વિશ્વકર્મા જાતિના પંચાનન નામની જાતિના શિલ્પીઓ પોતાને બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે. યજ્ઞોપવિત ધારણ કરે છે, વિશેષ ભાગના માંસાહાર કરતા નથી, થોડો વર્ગ અમુક પ્રદેશમાં રહે છે, ગાયત્રી પૂજાપાઠ કરે છે, સ્ત્રીઓ પુનર્લગ્ન કરતી નથી, તેઓ પાસે શિલ્પગ્રંથોનો સંગ્રહ હોય છે. આ પંચાનન શિલ્પીઓ એકજ જ્ઞાતિના છે અને તેઓ (૧) શિલ્પી (૨) સુવર્ણકાર (૩) કંસકાર (૪) કાષ્ટકર્મકાર અને (૫) લોહકાર એમ જુદા જુદા પાંચ વ્યવસાયના જુથોની એકજ જ્ઞાતિ છે—એકજ વ્યવસાય ધંધાદારીનું એક ગોત્ર છે તેથી તેઓ પોતાના ધંધાદાર ભાઈમાં સગોત્ર લગ્ન કરી શકે છે, તેઓ બ્રાહ્મણ સિવાય [illegible] હાથનું ભોજન લેતા નથી.

શિલ્પીઓ મદિરો બાધે છે, મૂર્તિઓ બનાવે છે, તેઓ પણ સગોત્રના છે કાષ્ટનાયો રથો બનાવે છે, તેને ચાદી પણ ચડાવે છે આ પચાનન શિલ્પીઓમા રોટી બેટી વ્યવહાર પરસ્પરમા છે. તેઓનો વિસ્તાર પ્રદેશ આધ્ર જીલ્લામા બીજવાડા, કાકીવાડા, રાજમહેદ્રી, ગુન્ટુર, તેમાલી પૂર્વ-પશ્ચિમ ગોદાવરી તથા આધ્રના ૧૧ જીલ્લા કર્નુલ કડપ્પા, ચીતુર, અનતપુર, મચ્છલીપટ્ટમ, બાલાજી (રેણુગુટા) વિજયનગર એટલે ઉત્તરે વાડી જકશન. દક્ષિણે બાલાજી (રેણુગુટા) પશ્ચિમે કાવેરી મુચકુદા નદી સુધી અને પૂર્વમા બગાળ ઉપસાગર સમુદ્રતટ સુધી છે આ પચાનન શિલ્પીઓ મહારાષ્ટ્રના વિસ્તારમા છે

વિશ્વકર્મા પચાનન શિલ્પીઓમા વિ સ ૧૨૬૫ ના સમયમા સોમેશ્વર ગગાધર કરીને સુપ્રસિદ્ધ વિદ્વાન લોહકર્મના જ્ઞાતા- ગુલબર્ગ જીલ્લામા ગોનાલ ગામમા થઇ ગયેલા તેઓ અવતારી પુરુષ ગણાતા-વર્તમાન કાળમા આ વર્ગના પણ ધારવાડ જીલ્લામા દેવગિરિમા અને ગુડી સસ્થાનમા પણ એવા ગૃહસ્થી છતા આશ્રમ જીવન ગાળી રહ્યા છે મૈસુરમા સિદ્ધાલન સ્વામી શિલ્પના જ્ઞાતા હતા તેમના બે પુત્રોમાના નાગલિંગસ્વામી મંદિરો ને મૂર્તિઓ બનાવે છે બીજા મહાદેવ સ્વામી રાજ્યાશ્રયે શિલ્પ વિદ્યાલય હાલ ચલાવે છે તેઓ પચાનના શિલ્પી જાતિના છે તે કુટુબને મૈસુર રાજ્યથી શિલ્પ પડિત તરીકે વર્ષાસન હજુ મળે છે

આ વિશ્વકર્મા પંચાનન પાચ શિલ્પીઓના સ્વરૂપ-કર્મ-દેવ, ગોત્ર, તિલકચિહ્ન અને વેદ નીચેના કોષ્ટકથી જાણવા —

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | વિશ્વકર્માના પચ | મનુ | મય | ત્વષ્ટા | શિલ્પી દેવજ્ઞ | વિશ્વજ્ઞ |
| | મુખથી ઉત્પત્તિ | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તરે | ઉર્ધ્વ |
| ૨ | ,, | સદ્યોજા | વામદેવ | અઘોર | તત્પુરુષ | ઇશાન |
| ૩ | કર્મ | લોહકાર | કાષ્ટકાર | કસકાર | શિલ્પકાર | સુવર્ણકાર |
| ૪ | ગોત્ર | સાનગ | સનાતન | અહભૂત | પ્રત્નસ | સુપર્ણ |
| ૫ | વેદ | ઋગ્વેદ | યજુર્વેદ | સામવેદ | અથર્વવેદ | ૐ સૂક્ષ્મવેદ |
| ૬ | દેવ | રૂદ્ર | વિષ્ણુ | બ્રહ્મા | ઇદ્ર | આદિત્ય |
| ૭ | તિલકચિહ્ન | ત્રિપૂડ | ઊભુ તિલક | ચાદલો | ચોરસ | ઊભુ ચોરસ |

હળશાળ રાજ્યકુળે બંધાવેલ હલીબેડ- બેલુર અને સોમાનાથપુરમનાં સર્વોત્તમકૃતિનાં મંદિરો ઉપરોક્ત કુળના શિલ્પીઓના પૂર્વજોની રચના છે. ઇ. સ. ૧૧૧૭માં ડંકનાચાર્ય નામે વિદ્વાન શિલ્પી તેમાં હતા. કર્ણાટક મૈસુર પ્રદેશમાં ગણાય છે અને તેની શિલ્પશૈલી વેસર કે વિરાટ જાતિની દ્રવિડથી ઉત્તરે થતી.

**૪ તૈલંગણ પંચાનન વિશ્વકર્મા શિલ્પીઓ વર્ગ:**— આંધ્ર અને તૈલંગણ પ્રદેશ મેળવીને હમણાની સરકારે આંધ્ર પ્રદેશની રચના કરી તેમાં તૈલંગણ આવી જાય છે. તૈલંગણના નવ જીલ્લામાં હૈદરાબાદ, નિઝામાબાદ, નાલગુંડા, વરંગુલ, મહેબુબનગર, કરીમનગર, આદિલાબાદ વગેરે છે. તેઓ તૈલંગણના પંચાનન વિશ્વકર્મા વર્ગના છે. પરંતુ તેઓ ઉપરોક્ત આંધ્ર, કર્ણાટક કે મહારાષ્ટ્રના પંચાનનથી ભિન્ન જાતિના છે. તેઓની સાથે રોટી બેટી વ્યવહાર નથી. ત્રણસો વર્ષથી મુસ્લીમ પ્રદેશોમાં રહેવાથી માંસાહાર કરે છે. છતાં તેઓનું બ્રહ્મત્વ ઓછું નથી. ગાયત્રી પૂજાપાઠ કરે છે. યજ્ઞોપવિત ધારણ કરે છે. સ્ત્રીઓ પુર્નલગ્ન કરતી નથી. તેઓ બ્રાહ્મણ કે કોઇ ઉચ્ચ જાતિના હાથનું ભોજન લેતા નથી. તેઓમાં મરણ બાદ અગ્નિસંસ્કાર કે ભૂમિદાહની પ્રથા છે. તૈલંગણ શિલ્પીઓ મંદિરનું નિર્માણ કરે છે. મૂર્તિઓ પણ બનાવે છે. તેઓમાં રથ સોના ચાંદીને લુહાર, સુતારનું અને કંસારાના વ્યવસાય કરે છે. તેઓના શિલ્પીઓ પાસે હસ્ત લિખિત ગ્રંથોનો સંગ્રહ પણ હોય છે.

**૫. વિરાટ વિશ્વ બ્રાહ્મણ આચાર્ય શિલ્પીઓ**— દ્રવિડ પ્રદેશનાં મદ્રાસ, મદુરાઇ (જીલ્લો), દક્ષિણમાં રામેશ્વર, કુંભકોણમ, ત્રિવેદ્રમ, કન્ય કુમારી, પશ્ચિમે કેરાલા (મલબાર), પૂર્વે ચિદમ્બર, કાંચી, શ્રીરંગમ અને ઉત્તરે બાલાજી સુધીમાં તેઓના જ્ઞાતિના શિલ્પીઓ તાલિમ અને મલયાલાય પ્રદેશોમાં છે. આ દ્રવિડ શિલ્પીઓ વિશ્વકર્મા વંશના બ્રાહ્મણ કુળના હોવાનો દાવો કરે છે. તેમના કેટલાક સિલોનમાં પણ વસે છે. કુંભકોણમ પાસે એક નાના ગામમાં ધાતુમૂર્તિઓમાં પ્રવિણ એવા શિલ્પીઓ વસે છે. આ વર્ગના શિલ્પીઓ માંસાહાર કરે છે. યજ્ઞોપવિત ધારણ કરે છે. સ્ત્રીઓ પુર્નલગ્ન કરતી નથી. વૃદ્ધ સ્ત્રીઓ મસ્તક મુંડાવે છે. તેઓ પાસે શિલ્પના હસ્ત લિખિત ગ્રંથોનો સંગ્રહ પણ હોય છે. તેઓમાં ત્રણ ગોત્ર છે: (૧) અગસ્ત (૨) રાજગુરુ (૩) સન્મુખ સરસ્વતી. તેઓ સગોત્ર લગ્ન કરતા નથી.

આ વિરાટ વિશ્વ બ્રાહ્મણ આચાર્ય શિલ્પીઓમા મરણ બાદ કુવાર સ્ત્રી, પુરુષોને નનામીમા સુવાડીને સ્મશાન લઇ જાય છે. પરિણિતને પાલખીમા બેસારીને સ્મશાન ભૂમિ લઇ જવાનો રિવાજ છે તેઓમા અગ્નિ સંસ્કારની પ્રથા નથી પરતુ તેઓ ભૂમિદાહ દે છે આ વિચિત્ર રિવાજ છે

આ દ્રવિડ શિલ્પીઓ પાસે નાયકર, પીલ્લેવાલ, કેન્ટર અને મુદલીયાર લોકો કારીગર તરીકે કામ કરે છે પરતુ તે મૂળ શિલ્પી જાતિના નથી

૬ **(૧) વૈશ્ય (૨) મેવાડા (૩) ગુર્જર (૪) પચોળી**—આ ચારે અને પચાળ એમ પાચે જાતિના શિલ્પીઓ વિશ્વકર્માના પુત્રો હોવાનો દાવો કરે છે આમા વૈશ્યશિલ્પીઓ પોતાને સર્વથી ઊંચા માને છે તેઓ બીજા કોઈનું—બ્રાહ્મણ સિવાયનુ—જમતા નથી વૈશ્ય, મેવાડા, ગુર્જર અને પચોળી આ ચારે વર્ગ કાષ્ટ કાર્ય કરે છે પચાળ લોહ કર્મ કરે છે વૈશ્ય અને મેવાડા દેવાશી કામ એટલે મદિરના રથ, પાલખી, ભડાર આદિ વિશેષ કરે છે તેઓ ચાદીનુ કામ પણ કરે છે વૈશ્ય ઊંચા છે. બાકીના ઉતરોત્તર છે ગુર્જર સિવાય બધા યજ્ઞોપવિત ધારણ કરે છે જોકે હવે ગુર્જરો પણ જનોઈ પહેરે છે સ્ત્રીઓ ભાગ્યે જ પુનર્લગ્ન કરે છે

ગુર્જર અને પચોળી ગામડામા ખેતીના ઓજારોનુ કામ કરતા હવે તેઓ શહેરમા મકાનોનુ, ફર્નિચરનુ વગેરે કામ સુદર બનાવે છે આ પાચેમા કોઇને રોટી બેટી વ્યવહાર નથી જોકે વૈશ્યનુ બીજાઓ જમે છે કાષ્ટકાર્ય કરનારાઓ ઠલોરગઢ યાત્રાએ જાય છે ત્યા વિશ્વકર્માનુ મદિર હોવાનુ માને છે પરતુ ખરી રીતે તો તે બૌધ મૂર્તિ વિશાળ છે પણ શ્રદ્ધાથી ત્યા યાત્રા કરે છે.

**પચાળ શિલ્પીઓ**—લોહ કર્મ કરે છે વર્તમાનમા તેઓ એન્જીનો અને મશીનરીનુ ઢાળવા વગેરેનુ વૈજ્ઞાનિક રીતે અજબ કામ કરે છે આ પચાળભાઇઓ ગામડાઓમા ખેતીના ઓજારો કરી આપે છે શહેરોમા ફીટીંગ સામાન—વગેરેનુ કામ કરે છે તેઓમાના ચાદીના દાગીનાઓ પણ બનાવે છે અને વેપારી પણ છે પચાળભાઇઓમા જ્ઞાતિ જાગૃતિ ઘણી છે તેથી તેઓમા કેટલાક સુખી કુટુંબો પણ છે.

પચાળ શિલ્પીઓ—આધ્ર કર્ણાટકના પચાનન શિલ્પીઓના માફક વિશ્વકર્માથી પોતાની ઉત્પત્તિ માને છે અને પચાનનો પ્રમાણે કર્મ, ગોત્ર, વેદ, દેવ વગેરેને પ્રામાણિક રીતે માને છે

૭ **ગૌડ બ્રાહ્મણ શિલ્પીઓ**—રાજસ્થાનના ઉત્તર ભાગમાં જયપુર, અલવર વગેરે આસપાસ અને ગામડામાં વસે છે. જયપુરમાં વિશેષ કરીને તેઓ મૂર્તિઓ બનાવવાનો વ્યવસાય કરે છે. જોકે તેઓ મંદિરોનું નિર્માણ પણ કરી શકે છે તેઓ પાસે શિલ્પના ગ્રંથો છે, બ્રાહ્મણ તરીકે વ્યવહાર રાખે છે, યજ્ઞોપવિત વિધિથી ધારણ કરે છે, પરંતુ શાકાહારી છે. આમાંના કેટલાક ગામડામાં વસનારા ખેતીનું પણ કામ કરે છે. પુનર્લગ્નની પ્રથા બહુ અલ્પ છે. આ વર્ગ ફકત પાષાણકર્મજ શિલ્પી તરીકે કરે છે. બહુ થોડા ધાતુમૂર્તિ ને ચિત્રકારીનું પણ કામ કરે છે.

૮. **જાંગડ જાતિના શિલ્પી વર્ગ**—મધ્યપ્રદેશ અને ઉત્તર પ્રદેશમાં વિશેષ કરીને તેઓ આંગીરસના અપભ્રંશ જાંગડ કહેવાતા હોય તેમ કેટલાકની માન્યતા છે. તેઓ લોહકર્મ વિશેષ કરીને કરે છે ગુજરાતના પંચાળ ભાઈઓની જેમ તેઓ મશીનરી વગેરે બનાવે છે. અન્ય સ્થળે કાષ્ટકર્મ પણ કરે છે. ચિત્રકારીનું પણ કામ કેટલાક કરે છે, ગામડામાંના ખેતીનું કામ પણ કરે છે, કેટલાક સાદું પાષાણ કામ પણ કરે છે, તેઓ વિશ્વકર્માને પોતાના ઈષ્ટદેવ માને છે. ભોપાલમાં તે જ્ઞાતિના વિદ્વાન વિશ્વકર્મા નામનું માસિક કાઢે છે; તેઓ દિલ્હી સુધી પણ વસતા હોય તેમ લાગે છે.

કચ્છ, સૌરાષ્ટ્રમાં કુંભારિયા કડીયા પથ્થર અને ચણતરનું કામ કરે છે. સૌરાષ્ટ્રમાં પ્રભાસ, માંગરોળ, પોરબંદર, ઊના વગેરે તે પંથકમાં સલાટ નામે ઓળખાતી જ્ઞાતિ છે. તેઓ પોતાને સોમપુરાની જ્ઞાતિના કહે છે પરંતુ તેઓ માંસ દારૂનો ઉપયોગ કરે છે. તે સોમપુરા જ્ઞાતિના અરધી ગુજરાત, સૌરાષ્ટ્રમાં, કચ્છમાં વૈશ્ય, મેવાડા, ગુર્જર અને પંચોળી, સુતારો સિવાય સઇ સુતારના નામે ઓળખાતો વર્ગ છે. તેઓમાંના કેટલાક દરજીનું કામ કરે છે અને અમુક કાષ્ટકર્મ સુતારી કામ કરે છે.

પશ્ચિમ ભારતના ગુજરાત, સૌરાષ્ટ્ર, રાજસ્થાન, મેવાડના સોમપુરા શિલ્પીઓ અને ગૌડ બ્રાહ્મણ રાજસ્થાનના ઉત્તરે જયપુર અલવરવાળા શિલ્પીઓ બ્રાહ્મણકુળના શિલ્પી છે. હજુ તેઓમાં બ્રહ્મત્વ કાંઇક અંશે રહ્યું છે. પંચાનન શિલ્પીઓ વૈશ્યકુળના અને ઓરિસ્સાના મહામાત્ર મહારાણા ક્ષત્રિયકુળના શિલ્પીઓ હોય તેમ અનુમાન છે દ્રવિડના શિલ્પીઓ કયા વર્ગના છે તે જોવાનું છે. બંગાળ, બિહાર, ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ, પંજાબ, સરહદપ્રાંત અને હિમાલયપ્રદેશના શિલ્પીકુળોનું સંશોધન કરવાની આવશ્યકતા છે.

ભારતના કેટલાક પ્રાંતોમા ધર્માંધ રાજબળની વટાળ પ્રવૃત્તિથી ધર્મ-પરિવર્તનના કારણે કુળપરંપરાનો વ્યવસાયવાળો શિલ્પી વર્ગ નષ્ટ થયો એવા લોકો શિલ્પના આજીવિકાના અભાવે અન્ય વ્યવસાયમા પડી ગયેલા છે કેટલાક હજુ મુસલમાન સલાટ તરીકે જીવે છે તેઓ મૂળ તો ભારતીય શિલ્પીઓ છે

કચ્છ પ્રદેશમા સોમપુરા શિલ્પીઓને "ગઈધર" કહે છે તે ગજધરનું અપભ્રંશ છે સૌરાષ્ટ્ર, ગુજરાત આદિ પશ્ચિમ ભારતના જૂના લેખો શિલ્પ શાસ્ત્રને સૂત્રધારથી ઓળખાવેલ છે સૂત્રધારનો અપભ્રંશ-"ઠાટ" શબ્દથી શિલ્પીઓ પરસ્પર સંબોધન અંગ્રેજી રાજ્ય શાસનમા કારીગરોના સમુહના ઉપરીને મીસ્ત્રી શબ્દથી સંબોધે છે તે શિલ્પીઓ માટે યોગ્ય સંબોધન નથી "શિલાવટ"નું અપભ્રંશ સલાટ જેને ઉત્તર ભારતમા શિલાવટ કહે છે

દ્રવિડ-મય સ્થપતિની એક શાખા અમેરિકાના મેકસીકોના પ્રદેશમા જઈ વસેલ હાલ પણ તેઓ માયા નામથી પૃથક જાતિ તરીકે ઓળખાય છે તેના રીતરિવાજો-ધર્મ જુદા છે તેઓ અમેરિકામા ઇજનેરી કળામા કુશળમા કુશળ આ જાતિ ગણાય છે

મયશાસ્ત્રના ત્રીજા અધ્યાયમા શિલ્પીની મહત્તા ઘણી કહી છે -

शिल्पिमाता शिलापुत्रो दासत्व सत्रपूजका ।
मातामह पिता शिल्पि पुत्रांश्च सर्व दैवताः ॥६॥
शिल्पिपूजा शिलापूजा शिल्पिदुखे न दुखितं ।
शिल्पिनो कलित देव शिल्पि ब्रह्ममयं जगत् ॥७॥
धेनुर्गजतुरङ्गाश्च ग्रामक्षेत्राणि छत्रयुत् ।
शिल्पिनो मनः संतुष्टं देव संतुष्टरेव च ॥८॥
शिल्पि नमस्कृया पूर्वं पश्चात ब्राह्मणो राजा ॥

પ્રતિમાના શિલા પુત્ર રૂપ શિલ્પીરૂપ માતાથી જન્મ ધારણ કરે છે અને તેના પૂજનારા દાસ છે સર્વ દેવ પુત્રરૂપ છે અને શિલ્પી માતા અને પિતા રૂપ છે શિલાનુ અને શિલ્પીનુ પૂજન કરવુ શિલ્પીના દુખે દુખી થવુ શિલ્પીને દેવરૂપ કલ્પવા. શિલ્પી એ બ્રહ્મમય જગતમા છે તેને ગાયો, હાથી, ઘોડા, ગામ, ખેતર, છત્ર, ચામર આદિ ભેટ કરવા શિલ્પીનુ મન સંતુષ્ટ કરવાથી દેવ સંતુષ્ટ થાય છે પ્રતિમા પછી સર્વ પ્રથમ શિલ્પીને નમસ્કાર કરી પછી બ્રાહ્મણ આચાર્ય ને રાજાને નમસ્કાર કરવા

આપણા મહર્ષિઓએ નીતિશાસ્ત્રના નિયમો નક્કી કરી વિરૂદ્ધ વર્તનારને પાતક લાગવાનું કહી સમાજને સચેત કરેલ છે અને રાજાઓને પણ આજ્ઞા કરી છે કે તેવા મનુષ્યોને શિક્ષા કરવી. પાતકનું ફળ તેને ભોગવવાનું રહે છે. એ રીને સ્થાપત્યના નિયમો વિરૂદ્ધ થયેલ બાધકામથી શિલ્પી અને ગૃહ-સ્વામી યજમાનને તેના દોષનું ફળ ભોગવવાનું કહેલ છે. વર્તમાન કાળમાં આવા વેધને વહેમ ગણી માનવાને તાત્કાલિક બુદ્ધિએ તૈયાર નથી હોતા, પરંતુ તેઓ ભૂલી જાય છે કે મહર્ષિઓએ રચેલા શાસ્ત્રોના નિયમો ઘણા ગહન અને ઊંડા વિચારને અંતે ઘડેલા છે. અને શાસ્ત્રીય નિયમો ખરેખર વ્યવહારૂ અને કેટલાક અગમ્ય છે તે જો વિજ્ઞાનની દૃષ્ટિએ બારીકાઈથી તપાસી ઘટાવવામાં આવે તો તેનું મહત્ત્વ જણાયા વગર ન રહે. પાશ્ચાત્ય કેળવણી પામેલાઓ ઉપરછલી દૃષ્ટિએ આવી વાતોને હમ્બગ માને છે તે ખોટું છે.

દ્વાર સામે થાંભલો આવે કે દ્વાર સામે ખૂણો પડતો હોય તો તે દૃષ્ટિનેજ બરાબર નથી લાગતું. દ્વાર સામે દ્વાર કે બારી કે જાળી હોવા જોઈએ. તેમ ન હોય તો વેધ કહેલ છે. પરંતુ આરોગ્યની દૃષ્ટિએ તે જરૂરી છે. તેમ હોય તો હવાનો સંચાર થાય. શાસ્ત્રમાં કહેલા માન પ્રમાણથી ઓછું હોય તો તે કામ નબળું થાય છે; અધિક હોય તો વજન વધીને ભારરૂપ થાય; પ્રમાણથી પાયો ઓછો હોય, ચણતરમાં સાંધચાળો ન હોય, નીચે કરતાં ઉપર જાડું હોય, છંદભંગ કે થરભંગ હોય કે સમસૂત્ર ( લેવલમાં ) ન હોય, દ્વાર સામે પાણીનો સતત પ્રવાહ વ્હેતો હોય, દ્વાર સામે માર્ગ પડતો હોય, એકં કરે બે ઘર હોય, ઘરના કે પશ્ચિમે નજીક કૂવો હોય, જે ઘર જોતાંજ ભયાનક લાગતું હોય, ઘરના ઓરડાઓની ભૂમિતળ ઊંચા નીચું હોય, દ્વાર સામે પાટડો આવતો હોય, ઘરની નીચેની ભૂમિથી વિપરીત તેની ઉપરની ભૂમિના દ્વાર, સ્તંભ, પાટ કે ભીંત આઘા પાછા મૂકેલા હોય વગેરે અનેક દોષો કહ્યા છે.

ગૃહના પ્રાસાદના પ્રતિમાના નગર કે રાજગૃહમાં એમ અનેક વેધ દોષ કહ્યા છે. વાસ્તુશાસ્ત્રમાં મકાન કે મંદિરોમાં અમુક માપ મેળવીને તેના પરથી તેનાં આય, નક્ષત્ર, ચંદ્ર. ગણ, રાશી આદિ મેળવવાનું કહ્યું છે તે ખગોળ જ્યોતિષની દૃષ્ટિએ સરખાવીશું તો તેનું રહસ્ય વૈજ્ઞાનિક રીતે બરાબર યોગ્ય સમજાશે. ઘર કે મંદિરની ભૂમિ નીચે શલ્ય ( હાડકા ) હોય તો તે દોષ છે તેથી ભૂમિ શુદ્ધિ કરવી જરૂરી છે. આ વસ્તુ જો વૈજ્ઞાનિક રીતે

ઊંડેથી વિચારવામા આવે તો તે સત્ય છે અમુક અમુક સ્થાન પર ઘર ન કરવુ તે જો વિચારવામા આવે તો સત્ય જણાયા વગર ન રહે શાસ્ત્રકારોએ વિવિધ વેધદોષ ઉપર પાપ અને મૃત્યુનો ભય બતાવેલ છે, તેવા સ્વરૂની શિલ્પીને નર્કનો અધિકારી કહ્યો છે, જ્યારે સ્વામી નિર્ધન થવાનો ભય બતાવેલ છે એ રીતે સમાજને સજાગ કરેલ છે તે યોગ્યજ છે બાધકામના કોઇ પણ નિયમથી વિરૂદ્ધ કરવાનુ ફળ વેધદોષનુ ફળ ગૃહસ્વામી અને તેના કુટુંબને ભોગવવું પડે છે આથી જ્ઞાની સમજદાર શિલ્પીને કાર્ય સોપવું

ભૃગુ સહિતામા શિલ્પના વાસ્તુ દ્રવ્યોમા પાષાણ, ઈંટ, ચુનો, લાકડુ, માટી, અષ્ટલોહ (મિશ્રધાતુ), મુખ્યત્વે કહી છે વર્તમાન વૈજ્ઞાનિક કાળમા બાધકામના દ્રવ્યોમા અનેક રીતે સશોધનો થઇ રહ્યા છે તેમા જુદી જુદી જાતના વાસ્તુ દ્રવ્યો બનાવે છે પરતુ કેટલાક સ્થાને હવામાનને પ્રતિકૂળ દ્રવ્યે આરોગ્યની દૃષ્ટિએ નુકશાનકારક થઇ પડે તેથી તેવાનો શાસ્ત્રકારોએ નિષેધ કરેલ છે વર્તમાનકાળના વિજ્ઞાનના વિકસિત સશોધનના સામે (ધર્મ વિરૂદ્ધ હોય તે સિવાય) આપણે કશું ન કહી શકીએ

એક વસ્તુ મારે દુખ સાથે જણાવવી પડે છે કે વર્તમાનકાળમા પ્રગતિના નામે ભારતીય કળાનો નાશ થઈ રહ્યો છે તે આપણા દેશના કેટલાક પાશ્ચાત્ય કેળવણીકારો તે નાશના કારણભૂત છે ભારતની કળાકૃતિ કરતા પશ્ચિમનુ સારૂ છે તેવુ તેઓ મનાવે છે આપણા રોટલો દાળ કરતા પાઉ બ્રેડ સારા છે, આપણા સસ્તા કડુ કરીયાતાની ઔષધિ કરતા પશ્ચિમી ટબના ઔષધિના બાટલા સારા છે, ભારતની સસ્કારી પતિવ્રતા આર્યનારી કરતા પશ્ચિમની લજ્જા મર્યાદા વગરની નારી શ્રેષ્ઠ છે આવી અધોગતિની માન્યતાવાળા ભારતના પશ્ચિમી પક્ષપાતીઓની વિકૃત દૃષ્ટિમા તેઓને દેશના કળા કે સદાઈના ગુણો પ્રત્યે અભાવ છે

ભારતમા વર્તમાનમા હમણા શિલ્પ, સ્થાપત્ય અને ચિત્ર એ ત્રણે કળામા એવી વિકૃતિ પેઠી છે કે ભારતી કળાનો નાશ કરશે કે શુ ? (૧) સ્થાપત્યમા પશ્ચિમનુ અનુકરણ કરી પશ્ચિમના માળા જેવા ઢગધડા વગરના વિકૃત અને કળા વિહિન ભવનો ઉભા થઈ રહ્યા છે (૨) સુદર મૂર્તિઓનુ સર્જન આખને આનંદ આપતુ તેના સ્થાને એક સુકા લાકડાનુ ઠુઠુ કે જેને કોઇ હાથ પગ મો માથુ નથી તેવા શિલ્પની પ્રશસા થઈ રહી છે (૩) ચિત્રો સુદર થતા જે પ્રેક્ષકોને આનદથી સભર કરી દેતા તેના સ્થાને

કાંઇ સમજ ન પડે તેવા બાળકોએ કરેલા રંગના લપેડા કે ગુણપાટ કોથળા પર રંગના ઢંગધડા વગરના પીછામાં કલ્પના સર્જીને તેના ગુણગાન ગવાય છે. પ્રેક્ષકને સમજાવવું પડે છે કે આ શું છે ? આવા આવા વિકૃત ચિત્રો કરી જગતને મૂર્ખ બનાવે. યુરોપનો આવો એક ચિત્રકાર પિકાસ્સો કે જે લાખો પાઉંડ આવા વિકૃત ચિત્રોમાં કમાયો છે તે પોતેજ કહે છે કે મને પણ કાંઇ સમજ નથી પડતી તેવા આડા અવળા રંગના પીંછાએ પ્રદર્શનોમાં સુવર્ણચંદ્રક અપાવ્યા છે. દુનિયા મૂર્ખ છે, તે બીજાને મૂર્ખ બનાવી રહ્યા નો ખુલ્લો એકરાર કહે છે. આવુંજ એક મહિલા ચિત્રકાર કહે છે કે મારા પાળેલા વાંદરાએ કરેલા આડા ઉભા પીછાએ જગતમાં સુવર્ણચંદ્રક અપાવ્યો. એજ મહિલાએ જગતને ઉલ્લુ બનાવતું નિવેદન કર્યું.

મોડર્ન આર્ટના નામે ભારતીય કળાનો નાશ થઇ રહ્યો છે. આ કાંઇ કળાનો વિકાસ નથી પણ ભારતીય કળાની હાંસી થઇ રહી છે.

વર્તમાન કાળમાં શિલ્પ સ્થાપત્ય કળાને પ્રોત્સાહન આપનાર વર્ગ, ધર્માધ્યક્ષો, ધનાઢયો અને રાજાઓ હવે રહ્યા નથી તેથી કળાને પ્રોત્સાહન મળતું નથી તેમજ આ વિદ્યાના ગ્રંથોના સંશોધન પણ હવે થતાં નથી. આથી વર્તમાન કાળની સરકારે આ કળાને સર્વ રીતે વિકસાવવી જોઇએ. વર્તમાન સરકાર તો નૃત્ય. ગીત, નાટકચેટક અને ફોક ચિત્ર જેવી અસ્થાયી કળાને પ્રોત્સાહન આપી રહી છે. જ્યારે સ્થાયી શિલ્પ સ્થાપત્ય કળાની ઉપેક્ષા થઇ રહી છે. સરકારની ઉદાસીનતા છે.

સ્થાપત્યાધિકારી- વાસ્તુશાસ્ત્રમાં યજમાને શિલ્પીના ગુણદોષ તપાસીને શ્રેષ્ઠ શિલ્પીને સત્કારીને કાર્યધુરા સોંપવી. શાસ્ત્રકારોએ બાંધકામના અધિકારી પ્રમાણેમાં ચાર વર્ગ પાડેલ છે. (૧) સ્થપતિ-પ્રમુખ, ચીફ એન્જીનીયર (૨) સૂત્રગ્રાહી- રેખા ચિત્ર દોરનારો, શિલ્પીઓની ભાષામાં "સૂત્રછોડો" આર્કિટેક્ટ (૩) તક્ષક-સૂત્ર પ્રમાણને જાણનાર-પાષાણ કાર્યમાં નકશી રૂપ કરનારો- (૪) વર્ધકી-બે પ્રકારના કહ્યા છે. એકતો કાષ્ટ કર્મ કરનાર, અને બીજા માટી કાર્યમાં નિપુણ (મોડલીસ્ટ).

પ્રાસાદ શિલ્પની રચના ભારતના પ્રત્યેક પ્રાંતમાં કંઇક ભિન્ન ભિન્ન કહી છે. તેમાં મુખ્ય તો ઉત્તર ભારતની જુદી જુદી જાતો છે પરંતુ તે વિશેષ ભાગે નાગરાદિ જાતિની રચના છે. દક્ષિણ તરફની દ્રવિડ જાતિ અને ઉત્તર દક્ષિણ વચ્ચેની વેસર ( ચાર્ટ ૧ ) જાતિના પ્રાસાદો છે. શાસ્ત્રકારોએ

પ્રત્યેક પ્રાતના ભિન્ન ભિન્ન તરીકે (૧) નાગર (૨) દ્રવિડ (૩) ભૂમિજ (૪) લતિન (૫) વિનાન (૬) મિશ્રક (૭) પુષ્પક (૮) માવધારા એ મુખ્ય જાતિ કહી છે ઉપરાત બીજી પણ છ જાતિ કહી છે

ઉત્તર ભારત કરતા દ્રવિડના પ્રાસાદોની ભવ્ય અને વિશાળ વિસ્તારની રચના હોય છે ઉત્તર ભારતમા વિશેષ કરીને વિધર્મીઓની ધર્માંધતાના કારણે પ્રાસાદની રચના સકુચિત થઈ હોય

ભારતની પૂર્વે-સમુદ્રપાર હિન્દી ચીન, અનામ (ચપા), કેબોડીયા, સીયામ, થાઈલેડ, જાવા, સુમાત્રાના ટાપુમા ભારતીય સાહસિક પ્રજા દોઢ બે હજાર વર્ષથી વસીને ત્યા ઘણા જ ભવ્ય પ્રાસાદોની રચનાઓ આશ્ચર્ય મુગ્ધ કરે તેવી છે તે ભારતનાજ શિલ્પીઓની કૃતિ છે

ભિન્ન ભિન્ન કાળમા જુદા જુદા પ્રાતોમા સુપ્રસિદ્ધ સ્થપતિઓ થઇ ગયા તેના ક્રમવાર ઉલ્લેખો મળવા દુર્લભ છે જે કોઇ જાણમા આવેલ તેની અહી સક્ષિપ્ત નોધ આપેલ છે સેમપુરા શિલ્પીઓ પશ્ચિમ ભારતમા મુખ્યત્વે પાષાણનુ કાર્ય કરે છે, તે ઉપરાત ધાતુકામમા પણ તેઓ પ્રવિણ હતા તે પ્રાચીન પુરાવાઓ પરથી જાણી શકાય છે

ગુપ્ત કાળમા પાચમી સદીના મરૂમડપના શાર્ઙ્ગધર નામના શિલ્પી અને વિ સ ૭૪૪ મા ગુજરાતના શિલ્પી શિવનાગની બનાવેલ સુદર ધાતુની મૂર્તિઓ મળે છે બગાળમા પાલ રાજ્યકાળમા નવમી સદીમા ધાતુ કામના કુશળ કળાકાર ધીમન અને દીતપાલ હતા તેના નમૂના નાલદામાથી મળેલ છે વિ સ ૧૫૬૬ મા અચળગઢ આબુની ચતુર્મુખ મૂર્તિઓ શિલ્પી-વાચ્છાના પુત્ર દેવાના પુત્ર અર્બુદના પુત્ર હરદાસે બનાવેલ ત્યાની ૧૫૧૮ ની ધાતુમૂર્તિ ડુગરપુર નિવાસી સોમપુરા શિલ્પી લુભા અને લાપાએ ભરેલ છે જોધપુરના કિલ્લાની તોપો સોમપુરા શિલ્પીએ સોળમી સદીમા ભર્યાના તેના પર હજુ લેખો છે

સાચી સ્તૂપનો દક્ષિણનો કળામય દરવાજો ઇ સ પૂર્વની પહેલી સદીમા પોતાના ખર્ચે બાધનાર આધ્રના શ્રીસાતપર્ણી રાજાના મુખ્ય સ્થપતિ આનદ હતા સારનાથ નામે શિલાલેખનો શિલ્પી વામન હતા અર્જુનવર્માની ધારા પ્રશસ્તિના ઉત્કિર્ણક ઉત્તમ રૂપકાર સિંહાકના પુત્ર શિલ્પી રામદેવ હતા

વિ સ ૯૯૯ પછી મુળરાજ સોલકીના સ્થપતિ સોમપુરા ગગાધરે રુદ્રમહાલની રચના કરેલી તે કાર્ય તેના પરિવારના પૌત્ર પ્રાણધરે સિદ્ધરાજના

કાળમાં પૂર્ણ કરેલ. વિ. સં. ૧૦૨૭ ના કાળમાં વિમળ મંત્રીના આબુના સુપ્રસિદ્ધ પ્રાસાદોના નિર્માતા **ગણુધર** નામે સ્થપતિ હતા. ડભોઇના હીરાભાગોળના સ્થપતિ હીરાધર સોમપુરા હતા. તેની લોક વાર્તાઓ ગવાય છે. વિ. સં. ૧૨૮૫ ના કાળમાં વસ્તુપાળ તેજપાળના આબુના અદ્‌ભૂત મંદિરના સ્થપતિ શોભનદેવ વિશ્વકર્માના અવતાર રૂપ હતા અગ્યારમી સદીમાં પ્રમાણુ મંજરી નામે કાષ્ટ શિલ્પગ્રંથના કર્તા નકુલના પુત્ર મલ્લદેવ હતા.

વિ. સં. ૧૪૯૫ ના અરસાના રાજસ્થાનના રાણકપુરના સુપ્રસિદ્ધ ચતુર્મુખ જૈન મહાપ્રાસાદની ધરણી વિહાર રચના દેપાક નામના સોમપુરા શિલ્પીએ કરેલ તેની લોક કથા ગવાય છે.

વિ. સં. ૧૧૭૩ માં દક્ષિણના કર્ણાટકના બેલુરના સુપ્રસિદ્ધ મંદિરના નિર્માતા પંચાનન શિલ્પી ડંકનાચાર્ય હતા. પંદરમી સદીમાં મેવાડના કુંભારાણાના રાજ્ય કાળમાં કેટલાક સ્થાપત્યોની રચના ભારદ્વાજ ગોત્રના સુપ્રસિદ્ધ સ્થપતિ મંડન સોમપુરા હતા. તેન ત્રણ પેઢીના પુત્ર પૌત્રોએ રાજ્યાશ્રયે કામો બાંધેલા અને તે પરિવાર શિલ્પના ગ્રંથોની રચના પણ કરેલી છે સૂ. મંડન વિશ્વકર્મા સ્વરૂપ હતા. સત્તરમી સદીમાં મેવાડના કાંકરોલી રાયનગર પાસેના રાયસાગરનો હજાર ફુટ લાંબો કાંઠો અને નવચોકીનું કાર્ય સોમપુરા શિલ્પી એ બાંધેલ તેને મેવાડના રાણાએ ગામ ગરાસ અને સત્તર હજાર રૂપ્ય બક્ષિસમાં આપી સન્માન કર્યાનો લેખ છે.

વિ સં. ૧૮૯૦ માં પાલીતાણાના જૈનોના પવિત્ર શત્રુંજય પહાડની બે ભિન્ન ટેકરીઓ હતી. શેઠ મોતીશાહને મંદિરો માટે જોઇતી જમીન મેળવવા આ બે ટેકરી વચ્ચેનો ગાળો પૂરી વિશાળ ટૂંકો બાંધનાર એ યોજનાના સ્થપતિ શ્રી રામજી સાધારામ કુશળ સૂત્રધાર વિશ્વકર્મા સ્વરૂપ થઈ ગયા. અમૂલ્ય કળાનો વારસો મૂકનાર શિલ્પીઓના નામો મળતા નથી. એવા નિસ્પૃહ અજ્ઞાત સ્થપતિઓને અમારા શતશઃ વંદન છે.

આ ગ્રંથ દીપાર્ણવ ગ્રંથની પૂર્તિરૂપે સંગ્રહ કરેલ છે. જુદા જુદા ગ્રંથોમાં કહેલા વેધ દોષ સંગ્રહેલ છે તેમાં વિશેષ કરીને જ્ઞાનસાર અપરાજીત, નિર્દોષ વાસ્તુ, ગૃહપ્રકરણ, વિશ્વકર્મા પ્રકાશ (ના તેરમા અધ્યાયનો ૧૧૨ શ્લોક છે)નો વિશેષ આધાર લેવામાં આવેલ છે. અહીં અનેક વેધદોષોને બહુ સુંદર રીતે સમજાવેલ છે. ભૂમિ કેવી પસંદ કરવી, ભૂમિ પરીક્ષા, સ્થળની પસંદગી, કેવી ભૂમિમાં ઘર ન કરવું, ત્યાજ્ય ભૂમિ, ભૂમિમાંથી

તૈયાર છે પણ પ્રકાશિત થાય તેમ ઈચ્છું છું પરંતુ હું અંગત રીતે આટલું બધુ કાર્ય કઈ રીતે પ્રકાશિત કરી શકુ? આર્થિક મુશ્કેલી છે પ્રયાસ છે કે આ ત્રણ ગ્રંથો પણ પ્રકાશિત થાય.

આવા કાર્યમા ક્ષતિઓ જાણે અજાણે થતી હોય એ સ્વાભાવિક છે મારા વ્યવસાયના અંગે મારે પ્રવાસ રહેનો હોવાથી પ્રુફ રીડીંગમા ક્ષતિઓ રહી જવા પામી હોય ત્યા સુજ્ઞ વિદ્વાનો હંસવૃત્તિ ધારણ કરશે એવી આશા રાખુ છુ

ગ્રંથના મૂળ શ્લોકનો આધાર રાખીને અનુવાદ કરવાનો પ્રયાસ કરેલ છે કેટલીક વખત જુદો અર્થ કરી મતભેદ ઉભો થાય કેટલીક વખત શાસ્ત્ર પ્રમાણ અને પ્રત્યક્ષ પ્રમાણની ભિન્નતાના કારણે આવા મતભેદો તીવ્ર બને છે કેટલીક વખત અમુક પ્રાદેશિક શિલ્પીઓની કાર્ય પદ્ધતિ પરથી પણ મતભેદ ઉભો થાય છે પરંતુ સુજ્ઞ વિદ્વાનોએ દુરાગ્રહ સેવવો ન જોઇએ પૂર્ણ વિચાર કરીને અન્ય મતને નિષ્કારણ ઉતારી પાડવા ન જોઇએ. કારણો, સંજોગો તપાસવા જોઇએ

કેટલાક વિદ્વાનોનો સમાગમ થાય છે, ત્યારે તેઓ પ્રાચીન વિદ્યા પ્રતિ આદર દર્શાવી ભલામણ કરે છે કે 'આપના સક્રિય અને સિદ્ધાંતિક જ્ઞાનનો વારસો બીજાને પાછવી પ્રજાને આપવો જોઇએ." જોકે તેઓનુ આ સૂચન યોગ્ય છે પરંતુ વિદ્યાના પ્યાસી ઉત્કંઠિત ઉમેદવાર હોવો જોઇએ વિદ્યા સોમપુરા યુવાનો ગ્રહણ કરે તેવા પ્રયાસો બે ત્રણ વખત કરેલા પરંતુ ઉપર જણાવ્યું તેમ પોતાની અંદરની ઉત્કંઠા જોઇએ આથી મારા પ્રયાસો નિષ્ફળ ગયા તે કહેતા મને દુઃખ થાય છે

ચાલુ ક્રિયા સાથે ગ્રહણ કરનારા મને બહુ અલ્પ મળ્યા છે તેટલા પૂરતોય મને કંઈક સંતોષ માની લઉ છુ પરંતુ વિદ્યાના અનુવાદ તેના મર્મ અને આલેખન સાથે ગ્રંથોના પ્રકાશનથી વધુ સંતોષ માની લઉ છુ તે પણ ઘણુ છે

શ્રી સોમનાથજીના સાંધર મહાપ્રાસાદનુ નિર્માણ મારા હસ્તે થતા તેમજ પાટણ, મુંબઈ, કલ્યાણ, અમદાવાદ, હૈદ્રાબાદ, કેરાલા ( મલબાર ) આગમ મંદિર પાલીતાણા, પ્રયાસપાટણ, જામનગર, રાજકોટ વગેરે અનેક સ્થળોએ પ્રાસાદોમા નિર્માણ શિલ્પ ગ્રંથોના સૂત્રોનો સમન્વય કરી કરેલ અને તેમા શ્રી સોમનાથજી જેવા સાંધાર મહાપ્રાસાદ ગુજરાતમા આઠસો વર્ષે બંધાયો

આથી આવા સાંધાર મહાપ્રાસાદોના યમ નિયમો બીજા સાધારણ નિરધાર પ્રાસાદથી ભિન્ન હોવાથી એ ભગિરથ કાર્ય કરવામાં બૌદ્ધિક શ્રમ લેવો પડે તેવું તે કાર્ય હતું. જોકે અમારા કુળના અભ્યાસ અને જૂના આલેખનોના આધારે મને ઘણા મદદરૂપ થયા. આથીજ હું આવું મહાકાર્ય પ્રભુ કૃપાએ કરવા સફળ થયો. કોઇપણ વિદ્યાની સાધના વહેલા મોડી પણ ફળદાતા થાય છેજ તેવું મારા અંગત અનુભવોથી માનું છું.

વેધદોષના વિશે વિવેક વિલાસમાં મુનિશ્રીએ ઘણી સુંદર ભાષામાં કહ્યું છેઃ—

ग दोषो यत्र वेधादि यत्र संमार्जनादिकम् ।
वहु द्वाराणि नो यत्र यत्र धान्यस्य संचय ॥१॥
पूज्यन्ते देवता यत्र यत्राभ्युत्थानमादरात् ।
यत्र ज्येष्ठ कनिष्ठादि--व्यवस्था सुप्रतिष्ठिता ॥२॥
भानवीया विशन्त्यन्त-र्भानवो यत्र नैव च ।
दीप्यते दीपको यत्र पालनं यत्ररोगिणाम् ॥३॥
श्रान्त संवाहना यत्र तत्रस्यात्कमल गृहे ।

જ્યાં વેધ આદિ દોષ નથી જ્યાં ઘણી ચોખ્ખાઇ છે. જ્યાં પેસવા નીકળવાના બહુ દ્વારો નથી. જ્યાં ધાન્યનો સંગ્રહ ઘણો છે જ્યાં દેવતા પૂજાય છે. જ્યાં અતિથિનો આદર થાય છે. જ્યાં નાના મોટાની મર્યાદા જળવાય છે. જ્યાં સૂર્યના કિરણો છાપરામાંથી અંદર પેસતા નથી. જ્યાં દીપક સારીપેઠે પ્રકાશ આપે છે. જ્યાં રોગી લોકોનું રક્ષણ થાય છે અને જ્યાં થાકેલા મનુષ્યને આરામ મળે છે એવા પ્રકારના ઘરમાં હંમેશા લક્ષ્મી વાસ કરે છે.

वृक्ष गुणदोष—खर्जुरी दाडिमी रम्भा कर्कन्धूर्वीजपुरका ।
उत्पद्यन्ते गृहे यत्र तन्निकृतानि मूलतः ॥१॥
प्लक्षाद्रोगोदयं विद्या-दश्वत्थोत्तु सदाभयम् ।
नृपपीडा वटानेत्र व्याधि मुदुम्बरात् ॥२॥

ખજુરી, દાડમી, કેળ, બોરડી અને બીજોરૂના વૃક્ષ જો ઘર આગળ ઉગે ત્યાં ઘરનો સમુળગો નાશ થાય. ઘર નજીક પીપરનું વૃક્ષ હોય તો રોગ થાય. પીપળો હોય તો સદા કાળ ભય ઉત્પન્ન થાય. વડ હોય તો રાજાનો ઉપદ્રવ થાય અને ઉંબરો હોય તો નેત્રના વ્યાધિ થાય.

